श्री

# अनुभव जैनहुकमप्रकाश.

## " विविध ज्ञानोपदेश ग्रंथ. "

केटलाक ग्रंथो, पंचप्रतिक्रमण सूत्र, स्तवनो, थोयो, चैत्यवंदनो, लावणीयो, गायनो, वाजुं वगाडवानी रीती विगेरेनो म्होटो संग्रह.



आ ग्रंथ
योग्यजीवोने विना मूल्ये आपवानो ठराव कर्यो छे.

छपावी प्रसिद्ध करनार
शाह. हरगोविंद वर्धमाननी कंपनी,
रहेवासी सीनोरना.

(प्रत १९००)

अमदावाद
युनियन प्रिन्टिंग प्रेसमां छाप्यो

संवत १९५२ सने १८९६



કાચમા મડાવો કાગળ રાખો નહી
દરસન કરવાનો ખપ હોઅતોનપતસેલી
શ્રી પુનમ ચદજી માહારાજ
શ્રી મોતીમુની જી માહા રાજ
શ્રીમત માહારાજ શ્રી હુકમમુનીજી માહારાજ
નકામી આસતના કરવા લેવી નહીં દેવગુરની આસતના કરવી એ મોટુ પાપ છે સુવાની જગાએ મુકવા નહી
ખરચ મોકલવો એટલે મોકલવામા આવસે મત આવેકે કાચમા મડાવો

# प्रस्तावना.

हरेक कार्य सिद्ध करवामां प्रथम ते विषयनुं ज्ञान मेलव ...ी अगत्य छे. ते ते कार्य संबंधि ज्ञान विना कोइ पण कार्य ... थतुं नथी. ज्ञान शब्दनो साधारण अर्थ जाणपणुं एटलो ...य छे, ए जाणपणुं अगर माहिती तेज हरेक कार्य साधननुं मुख्य कारण छे ए ज्ञान केटलुं अगत्यनुं छे, अने ते शुं शुं करी शके छे? एनी व्याख्या करवी घणी मुश्केल छे. ए विषे म्होटा म्होटा महात्माओए घणा ग्रंथो रची खुलासा कर्या छे, अने स्थले स्थले ज्ञाननीज मुख्यता बतावी छे.

तो धर्म साधन करवामा पण धर्म संबंधी ज्ञान प्राप्त करवुं जोइए हवे ए धर्म संबंधि ज्ञान प्राप्त करवाना कया कया मार्ग ..., ए विचारतां मुख्य बे मार्ग नजरे पडे छे. १ सद्गुरुनो उपदेश, ... सद्गुरुना रचेला ग्रंथो. ए बेमा पण सद्गुरुनो उपदेश ए मुख्य ... परंतु आ दुषमकालने विषे सदुपदेशदाता सद्गुरु जवल्लाज छे. ...ने जे छे तेओ पण महोटा महोटा शेहेरोने विषेज घणो खरो ...खत गाले छे, माटे तेवा सद्गुरुनो उपदेश श्रवण करवो दुर्लभ ... पड्यो छे. एवा वखतमा सद्गुरुओना रचेला ग्रंथोद्वारा सदुप... लेवोज जोइए, ए माणस मात्रनी अवश्यनी फरज छे पूर्वा...र्योना ग्रंथो वांचवाथी घणा भव्यजनो धर्म पामे छे, अने एज पूर्वाचार्योनी परोपकार बुद्धिनुं सार्थक छे.

ए ग्रंथोनी वृद्धि थवाथी ज्ञाननी वृद्धि थाय छे, अने ज्ञान...नी वृद्धिथीज सर्वत्र जय छे, एम केटलाक विचार म्हारा मनमां ...गव्याथी धर्म संबंधी परचुरण विषयनो संग्रह करी आ ग्रंथ में ...पाव्यो छे.

एमा अध्यात्मज्ञानने माटे हुकममुनिजीमहाराज कृत सात ग्रंथो, तथा परचुरण स्तवनो विगेरे, अने पूनमचंदजी महाराज कृत चोवीशी छे तथा आपणने दररोज आवश्यक क्रिया करवामा प्रतिक्रमणसूत्रनी घणीज जरूर छे, तेथी प्रतिक्रमणसूत्र दाखल कर्यु छे वली हालमा गायननो शोख पण घणोज वधेलो जणाय छे, ते माटे चोवीश जिनना गायनो तथा वाजु वगाडवानी रीति पण कइक जणावी छे. विगेरे केटलीक बाबतोनो संग्रह कर्यो छे.

आ ग्रंथ छपाववानो म्हारो विचार उत्पन्न थवानु मूल कारण महात्मा श्री हुकममुनिजी महाराजज छे तेमनो उपदेशज ए हतो के "ज्ञान विना कोइजीव सिद्धपद पामतो नथी, माटे धर्म संबंधि ज्ञान मेलवी, धर्म प्राप्त करो, एज हितकारी छे वली सर्व जीव उपर मित्रता अने करुणाभाव राखवा इच्छता होय, तो पूर्वाचार्य महान् पन्डितोना रचेला उत्तम ग्रंथो योग्य जीवोने वाचवा जणवा माटे विना मूल्ये अर्पण करो, एना जेवी मित्रता तथा दया बीजी नथी."

ए उपदेशनो अकूर म्हारा मनमा ऊगी नीकलवाथीज आ ग्रंथो छपावी योग्य जनोने विना मूल्ये आपवानो विचार राख्यो छे, ने विना मूल्ये शास्त्री जणवाने सीनोरमां जैनशाला स्थापन करी बंधावी पन्डित राखवामा आव्या छे वाचवा जणवा माटे घणा पुस्तको छे

आ ग्रंथ छपाववामा म्हारी अज्ञानताथी यथास्थित अनुक्रमे ग्रंथो तथा परचुरण विषय गोठवाया नथी, तथा अशुद्धतानो दोष पण घणोज आवेलो छे, विगेरे जे कइ दोष रह्या होय ते म्हारो अपराध सुज्ञ पुरुषो क्षमा करशो, अने सुधारीने वाचशो एवी म्हारी विनती छे

आ ग्रंथनुं शुद्धिपत्रक करी म्हारा एक धर्मस्नेही मित्र शा. धरमचंद केवलचंदे म्हारी उपर मोकल्युं छे, तेमनो उपकार मानी ते शुद्धिपत्रक आ ग्रंथना पाछलना भागमा दाखल कर्युं छे

| | |
|---|---|
| संवत १९५४ना मागशर शुदि ५ ने वार गुरु | शाह. हरगोविंद वर्द्धमान, सीनोर. |

# અનુક્રમણિકા


| વિષયાંક. | પૃષ્ઠ. |
|---|---|
| ૧ શ્રીમન્ હુકમમુનિ મહારાજના જીવનચરિત્રનો ટુંક સાર ધર્મચન્દ્ર કૃત | |
| ૨ કક્કો | ૧–૧૨ |
| ૩ શ્રીમન્ હુકુમમુનિ મહારાજ કૃત ગ્રંથોમાંથી | |
| ૧ ધ્યાનવિલાસ | ૧૩–૪૧ |
| ૨ અનુભવપ્રકાશ | ૪૨–૫૫ |
| ૩ ચિદાનંદબત્રીશી | ૫૬–૬૩ |
| ૪ રાગમાલા | ૬૪–૭૯ |
| ૫ મનોરથભાવના | ૨૧૮–૨૨૮ |
| ૬ વાસ્તુકપૂજા | ૨૨૮–૨૩૪ |
| ૭ અધ્યાત્મચોવીશી | ૩૯૨–૪૦૬ |
| ૪ શ્રીમન્ મહારાજ હુકમમુનિજી કૃત પરચુરણ | |
| ૧ ગુજરાતી લિપિમા ઝીણા અક્ષરે | |
| શ્રી પાર્શ્વનાથનુ ચૈત્યવંદન | ૮૦ |
| શ્રી સીમંધરસ્વામીનું ચૈત્યવંદન | ૮૦ |
| શ્રી પટ્ટકારકનાં ચૈત્યવંદન | ૮૦ |
| શ્રી મહાવીરસ્વામીની થોયો | ૮૦ |
| શ્રી અજિતનાથનુ ચૈત્યવંદન | ૮૦ |
| શ્રી સંભવનાથનું ચૈત્યવંદન | ૮૦ |
| શ્રી અભિનંદનસ્વામીનુ ચૈત્યવંદન | ૮૧ |
| શ્રી સુમતિનાથસ્વામીનુ ચૈત્યવંદન | ૮૧ |
| શ્રી પદ્મપ્રભુજીનુ ચૈત્યવંદન | ૮૧ |
| શ્રી સુપાર્શ્વજિનનુ ચૈત્યવંદન | ૮૧ |
| શ્રી પાર્શ્વનાથજીની થોયો | ૮૧ |
| પદ—૫ | |
| ૧ ગુરુ મલે જ્ઞાનીરે શબ્દનો અર્થ કરે | ૮૨ |
| ૨ એવો તુમે પ્રાણીરે મત ગુણ દેખીને | ૮૨ |
| ૩ આતમ વિના નહિ બીજો રે પર રથ જગમા કોઈ | ૮૨ |
| ૪ વિચારો તુમ વિચારી રે મનુષ ભવ મેહેલ નહી | ૮૩ |
| ૫ જ્ઞાની તમે સમજો રે વસ્તુ તો છે ખરી | ૮૩ |
| શ્રી મૌનએકાદશી દેવવંદન વિધિ | ૮૩ |
| શ્રી અમરતેજ મુનિની સજ્ઝાય | ૮૮ |
| ૨ બાલબોધ લિપિમા— | |
| પદ-૨૯-૩૦ સાધુને ચીખામણ | ૨૭૪થી |
| પદ-૩૫-૩૬-૩૭ મનને શી ખામણ | ૨૭૮થી |
| બારમાસ | ૨૮૬ |
| પંદર તિથિ | ૨૮૭ |
| મનબત્રીશી | ૨૯૦ |
| ધહુંલી ૫ મી, મુનિનુ ટુંકુ | ૪૩૨ |
| ગહુંલી ૮ થી ૧૬ મી સુધી | ૮૪૩૫–૪૪૦ |
| સજ્ઝાય ૧-૨-૩-૪-૫ મુનિના ગુણ | ૪૫૨–૪૫૬ |
| ૫ શ્રી પ્રતિક્રમણનાં મંત્ર | ૩૦૧ |
| ૧ નવકાર | ૩૦૧ |
| ૨ પંચિંદિય | ૩૦૧ |
| ૩ ખમાસમણ | ૩૦૧ |
| ૪ સુગુરુને શાતા સુખપૃચ્છા | ૩૦૧ |
| ૫ ઈરિયાવહિય | ૩૦૧ |
| ૬ તસ્સઉત્તરી | ૩૦૧ |
| ૭ અન્નત્થઉસ્સસિએણ | ૩૦૨ |
| ૮ લોગસ્સ | ૩૦૨ |
| ૯ સામાયિકનુ પચખાણ | ૩૦૩ |
| ૧૦ સામાયિક પારવાનું | ૩૦૩ |
| ૧૧ જગચિંતામણી ચૈત્યવંદન | ૩૦૩ |
| ૧૨ જંકિંચિ | ૩૦૪ |
| ૧૩ નમુત્થુણં વા શક્રસ્તવ | ૩૦૪ |
| ૧૪ જાવંતિ ચેઇઆઇ | ૩૦૫ |
| ૧૫ જાવંત કેવિસાહુ | ૩૦૫ |
| ૧૬ પંચપરમેષ્ઠી નમસ્કાર | ૩૦૫ |
| ૧૭ ઉપસગ્ગહર સ્તવન | ૩૦૫ |
| ૧૮ જયવીયરાય | ૩૦૫ |
| ૧૯ અરિહંત ચેઇઆણં | ૩૦૬ |
| ૨૦ કલ્યાણકંદની સ્તુતિ | ૩૦૬ |
| ૨૧ સ્નાતસ્યાની સ્તુતિ | ૩૦૬ |
| ૨૨ સંસારદાવાની સ્તુતિ | ૩૦૭ |
| ૨૩ પુખ્ખરવરદી | ૩૦૭ |
| ૨૪ સિદ્ધાણં બુદ્ધાણં | ૩૦૮ |
| ૨૫ વેયાવચ્ચગરાણં | ૩૦૮ |
| ૨૬ ભગવાનાદિ વંદન | ૩૦૮ |
| ૨૭ દેવસિઅ પડિક્કમણે ઠાઉં | ૩૦૮ |
| ૨૮ ઇચ્છામિ ઠામિ | ૩૦૯ |
| ૨૯ અતિચારની આઠ ગાથા, | ૩૦૯ |
| ૩૦ સુગુરુને વાંદણા | ૩૦૯ |
| ૩૧ દેવસિઅ આલોઉં | ૩૧૦ |
| ૩૨ સાતલાખ | ૩૧૦ |
| ૩૩ અઢાર પાપસ્થાનક | ૩૧૧ |

૩૪ સ વસ્સવિ ૩૧૧
૩૫ શ્રાવક વંદિત્તાસૂત્ર ૩૧૧
૩૬ અબ્ભુટ્ઠિઓમિ ૩૧૪
૩૭ આયરિય ઉવજ્ઝાએ ૩૧૪
૩૮ નમોઽસ્તુ વર્દ્ધમાનાય ૩૧૪
૩૯ વિશાલલોચન ૩૧૫
૪૦ શ્રુતદેવ ક્ષેત્રદેવની સ્તુતિ ૩૧૫
૪૧ જિનદેવયાએ કરેમિ ૩૧૫
૪૨ કમલદલની સ્તુતિ ૩૧૫
૪૩ ભુવનદેવતાની સ્તુતિ ૩૧૬
૪૪ નાનાદિ ગુણયુતાના ૩૧૬
૪૫ અડ્ઢાઇજ્જેસુ મુનિ વંદન ૩૧૬
૪૬ વરકનક ૩૧૬
૪૭ લઘુ શાંતિ સ્તવ ૩૧૬
૪૮ ચઉક્કસાય ૩૧૬
૪૯ ભરહેસરની સજ્ઝાય ૩૧૭
૫૦ મન્નહજિણાણની સજ્ઝાય ૩૧૮
૫૧ તીર્થ વંદના ૩૧૮
૫૨ અઢ્ઢાઇજ્જ ૩૧૮
૫૩ અજિતશાંતિ સ્તવનામક ષષ્ટ સ્મરણ ૩૨૦
૫૪ બૃહચ્છાંતિ ૩૨૨
૫૫ સંતિકર સ્તોત્ર નામક તૃતિય સ્મરણ ૩૨૬
૫૬ શ્રી પાક્ષિકાદિ અતિચાર ૩૨૮
૫૭ નમુક્કાર સહિયનું પચ્ચક્ખાણ ૩૩૦
૫૮ પોરિસિ સાઢપોરિસિનું પચ્ચક્ખાણ ૩૪૨
૫૯ બિયાસણા એગાસણાનું પચ્ચક્ખાણ ૩૪૨
૬૦ આયંબિલનું પચ્ચક્ખાણ ૩૪૨
૬૧ તિવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ ૩૪૩
૬૨ ચઉવિહાર ઉપવાસનું પચ્ચક્ખાણ ૩૪૩
૬૩ પાણહારનું પચ્ચક્ખાણ ૩૪૩
૬૪ ચઉવિહારનું પચ્ચક્ખાણ ૩૪૪
૬૫ તિવિહારનું પચ્ચક્ખાણ ૩૪૪
૬૬ દુવિહારનું પચ્ચક્ખાણ ૩૪૪
૬૭ ચૌદ નિયમ ધારનારને દેસાવગા-
સિકનું પચ્ચક્ખાણ ૩૪૪
૬૮ પોસહનું પચ્ચક્ખાણ ૩૪૪
૬૯ પોસહ પારવા ગાથા ૩૪૫
૭૦ સંથારાપોરસી ૩૪૫
૭૧ તિજયપહુત્ત નામક ચતુર્થ સ્મરણ ૩૪૫
૭૨ નમિઊણનામક પંચમ સ્મરણ ૩૫૮
૭૩ ભક્તામર નામક સપ્તમ સ્મરણ ૩૫૯
૭૪ કલ્યાણમંદિર સ્તોત્ર નામક અષ્ટમ
સ્મરણ ૩૬૦
૭૫ બૃહચ્છાંતિસ્તવનામક નવમસ્મરણ ૩૬૪ ૩૬૮
૭૬ શ્રી રત્નાકરસૂરિ કૃત શ્રી રત્નાકર
પચ્ચીસિકા ૩૭૧
૭૭ સામાયિક પારવાનો વિધિ ૩૭૩
૭૮ સામાયિક લેવાનો વિધિ ૩૭૩
૭૯ પચ્ચક્ખાણ પારવાનો વિધિ ૩૭૪
૮૦ પડિલેહણ કરવાનો વિધિ ૩૭૫
૮૧ દેવ વાંદવાનો વિધિ ૩૭૫
૮૨ દેવસિ પ્રતિક્રમણ વિધિ ૩૭૬
૮૩ રાઇ પ્રતિક્રમણ વિધિ ૩૭૮
૮૪ પખ્ખિ પ્રતિક્રમણ વિધિ ૩૮૧
૮૫ ચઉમાસી પ્રતિક્રમણ વિધિ ૩૮૨
૮૬ સંવત્સરી પ્રતિક્રમણ વિધિ ૩૮૨
૮૭ શ્રી પાક્ષિકાદિ સંક્ષેપાતિચાર ૩૮૨–૩૮૪
૬ શ્રી પુણ્યવિમલસૂરિ કૃત (હુકમમુનિજી
મહારાજના શિષ્ય પૂનમચંદજી કૃત)
૧ ચોવીસી (ગુજરાતી લિપિમાં ઝીણા
અક્ષરે) ૧૫૮–૧૬૮
૨ પ૦ પ ( ) ૧૬૮–૧૬૮
૭ શ્રીમન્ હુકમમુનિજી મહારાજની સ્તુતિ
૧ શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથ કૃત સં
સ્કૃત ચિત્ર મંત્રમય તેની સંસ્કૃત
ટીકા તથા ગુજરાતી ભાષાંતર
સહિત ૧૦૧–૧૪૦
૨ ધર્મચંદ કૃત વંદનાત્રિશદી (શાં.ન
વિક્રિડિત ૧૩ છંદ) સટીક (ગુજ
રાતી ભાષામાં) ૧૪૦–૧૫૩
૮ જ્ઞાનદીનંદ વિલાસ સત્ય. કૃત (ગુજ
રાતી લિપિમાં ઝીણા અક્ષરે)
૧ ચૈત્યવંદન ૪ ૮૦
૨ થોયો જોડ ૪ ૮૨
૩ સ્તવનો ૬ ૮૩
૪ સજ્ઝાયો ૩ ૮૬
૫ ગુરુપદ વીસીમાંથી પદ ૨ ૮૮
૯ ચસનલ સ્તવનો વિગેરે
૧ ચૈત્યવંદનો ૫
૧ સીમંધર પરમાત્મા, મંધરજિનનું ૩૪૬
૨ શ્રી સીમંધર જગધણી, " ૩૪૭
૩ વિમલ કેવળ જ્ઞાન કમલા, શ્રી સિ
દ્ધાચલજીનું
૪ શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, ૩૪૭
૫ શ્રી પરમેશ્વર પરમાત્મા, શ્રી પર ૩૪૮
માત્માનું

૨ સ્તવનો
૧ સુણો ચંદાજી, સીમંધરજિનનુ ૩૪૮
૨ સ્વામી સુબાહુ સુહંકર, શ્રી સુબાહુજિનનુ ૩૪૯
૩ દેવજસા દરિસણ કરો, શ્રી દેવજસાજિનનુ ૩૫૦
૪ સીમંધર યુગમંધર બાહુ, શ્રી વીશ વિહરમાનનુ ૩૫૦
૫ આખડીએ રે મેં આજશત્રુંજે દીઠોરે, શ્રી શત્રુંજયનુ ૩૫૧
૬ જાત્રા નવાણું કરીએ ૩૫૨
૭ ચાલો ચાલોને રાજ શ્રી સિદ્ધાચલ ગીરીએ ,, ૩૫૨
૮ વિમલાચલ નિતુ વંદીયે ,, ૩૫૩
૯ શ્રી મહાવીર સ્વામીના ૨૭ ભવનુ સ્તવન રંગવિજય કૃત ૧૫૪-૧૫૮
૧૦ સમુદ્રવિજય સુતસુંદરરે, નેમજિન સ્તવન ૧૬૯-૧૬૯
૩ થોયો
૧ પંચતીર્થ થોયો શ્લોક ૪ ૩૫૪
૨ શંખેશ્વરપાર્શ્વજિન સ્તુતિ ૩૫૪
૪ સજ્ઝાયો
૧ પન્નવણ દેવી ચિત્ત ધરીજી, વિનયની ૩૫૪
૨ જીન વાઈછુ મોરા વાલમા, શીખામણની ૩૫૫
૩ શ્રેણિક રયવાડી ચઢ્યો અનાથી મુનિની ૩૫૫
૪ પિઉજી પિઉજી રે નામ, શ્રી નેમ રાજુલની ૩૫૬
૫ આઉખુ તુટયાને સાંધો કો નહીં રે, આઉખાની ૩૫૭
૫ પરચૂરણ
૧ જ્ઞાન સમો કોઇ ધન નહીં ૧૬૯
૨ પ્રભુ દર્શન સુખ સંપદા ૧૬૯
૩ દેખીરે અદ્ભૂત તારૂં રૂપ ૧૬૯
૪ વાડી ચંપો મોરીયો ૧૭૦
૫ તું અકલંકી રૂપ સરૂપી, પરમાનંદ પદ તું દાઈ ૧૭૦
૬ આબુ અષ્ટાપદ ગિરનાર ૧૭૦
૭ સિદ્ધાચલના દુહા ૯ ૧૭૦
૮ અહોઇશ જીન તું સદા દીલદાર ૧૮૭
૯ રહો રહો રે જાદવરાય દો ઘડીયા ૧૮૭
૧૦ કીરપા કરો રે ગોડીપાસ જીનેસર ૧૮૮
૧૧ ખેર ખેર નહીં આવે અવસર ખેર ખેર નહીં આવે ૧૮૮
૧૨ હારે પ્રભુ ભજ લે મેરા દિલ રાજી ૧૮૮
૧૩ બિરાજો બંગલેમે બિરાજો મંદિરમે ૧૮૮
૧૪ લાગી તેરે દરસકી ખુમારીયા ૧૮૮
૧૫ કીને દેખા હમેરા સ્વામી ૧૮૮
૧૬ રાજુલ પોકારે નેમ ૧૮૮
૧૭ બતાજી મેરો નેમ ચલ્યો ગીરનાર ૧૮૯
૧૮ મે તો વાહાલાજીકે કુ ઢુંઢણ ચલીયા ૧૮૯
૧૯ લેતાજાઓરેસામલીયાબીડી પાનનકી ૧૮૯
૨૦ જુઓ મેરી સખીયાં દીપે ગોડીયાજી દેવા ૧૮૯
૨૧ પ્રભુ પાર્શ્વ ચીંતામણ મેરો ૧૮૯
૨૨ ધન ધન રે ચોવડીઊં મારે આ જનું રે ૧૮૯
૨૩ રાજુલ કહે નાથગયે સાથ પરહરી ૧૯૦
૨૪ તું જગમાંહી દીવો પ્રભુજી તું જ ગમાંહી દીવો ૧૯૦
૨૫ બલીહારી જાઊં મહાવીર તારા સમોવસરણકી ૧૯૦
૨૬ કૃપા કરોને આદેશ્વરબાવા ૧૯૦
૨૭ ચેતન કાચી મટ્ટીકા ડેરા ૧૯૦
૨૮ પ્રભુજીકો દરિસન પાયો ૧૯૦
૨૯ પથીડા પંથ ચંગો, ૧૯૧
૩૦ જ્ઞાનીરે મેરે ધ્યાનીરે, ૧૯૧
૩૧ સમેતશીખર ચાલો જઇએ મોરી સજની, ૧૯૧
૩૨ આજે ઘેર નાથ પધાર્યા,કીજે મંગલ ચ્યાર, ૧૯૧
૩૩ જળ ભરી સંપૂટપત્રમાં, યુગલીક નર પૂજંત ( નવ અંગ પૂજાના ) ૧૯૧
૩૪ ઓચ્છવરંગ વધામણાં, ૧૯૨
૩૫ જયજય આરતી આદિ જીણંદા ૧૯૨
૩૬ આરતિ કીજે પાસ કુમરકી ૧૯૩
૩૭ અપછરા કરતી આરતિ જિન આગે ૧૯૩
૩૮ ચ્યારો મંગળ ચાર ૧૯૩
૩૯ પોસહ લેવાની તથા પારવાની વિધિ ૧૯૪
૪૦ ગત પોસહની વિધિ ૧૯૫
૪૧ સાંઝે નવો પોસહ લેવાની વિધિ ૧૯૫
૪૨ પોસહના અઢાર દોષ ૧૯૬
૪૩ પોસહના ચોવીશ મંડલ ૧૯૬
૪૪ શ્રાવકની અગીઆર પડિમા ૧૯૭
૪૫ ચૌદ નિયમની વિગત ૧૯૮
૪૬ જિનભુવનની ચોરાશી આશાતના ૧૯૯
૬–ચતુર્વિંશતિ જિન ગાયન–

મગનાચરણના- ૫ ૧૭૧
૧ શ્રી ઋષભજીના ૨ ૧૭૨
૨ શ્રી અજીતનાથના ૪ ૧૭૩
૩ શ્રી સભવનાથના ૩ ૧૭૪
૪ શ્રી અભિનદન જીનના ૩ ૧૭૫
૫ શ્રી સુમતીનાથના ૨ ૧૭૬
૬ શ્રી પદ્મપ્રભુજીના ૨ ૧૭૬
૭ શ્રી સુપાર્શ્વનાથના ૨ ૧૭૭
૮ શ્રી ચદ્રપ્રભુના ૨ ૧૭૭
૯ શ્રી સુવિધિનાથના ૧ ૧૭૮
૧૦ શ્રી શીતલનાથના ૨ ૧૭૮
૧૧ શ્રી શ્રેયાસનાથના ૧ ૧૭
૧૨ શ્રી વાસુપુજ્યજીનના ૩ ૧૭૯
૧૩ શ્રી વિમલનાથના ૨ ૧૮૦
૧૪ શ્રી અનતનાથના ૨ ૧૮૦
૧૫ શ્રી ધર્મનાથના ૨ ૧૮૦
૧૬ શ્રી શાતીનાથના ૩ ૧૮૧
૧૭ શ્રી કુંથુનાથના ૨ ૧૮૨
૧૮ શ્રી અરનાથના ૧ ૧૮૨
૧૯ શ્રી મલ્લીનાથના ૨ ૧૮૩
૨ શ્રી મુનીસુવ્રત જીનના ૧ ૧૮૩
૨૧ શ્રી નમિનાથ જીનના ૧ ૧૮૪
૨૨ શ્રી નેમનાથજીનના ૩ ૧૮૪
૨૩ શ્રી પાર્શ્વનાથજીનના ૩ ૧૮૫
૨૪ શ્રી મહાવીરસ્વામીજીના ૪ ૧૮૫
૧૦-ફાગનો-હુકમમુનીજી મહારાજને લખેના ૧૮૬
૧ દાદા ના તરાગી શુરાનચદનો ૨૦૧-૨૧૭
૨ હગ્ગોરિં ।સ વરનમાન વીરેના-
૨૩૫-૨૪૫
૧૧ શ્રીમન્ હુકમમુનીજી મહારાજને સ્તુતીઓ

તથા મહારાજને પ્રસ્નો ,આત્માને ધર્મો પદેશ-
૧ પ૦ (૮૪)
૧ થી ૬૩ સુધી ૨૫૩ થી ૩૦૦
૬૪-૬૫-૬૬ ૪૦૬-૪૦૮
૬૭ થી ૮૪ સુધી ૪૬૮-૪૮૦
૧ જેઠતારામના બનાવેના ૧-૨-૩૩-૪૮-૪૯-૫૦
૨ કેશરીના બનાવેના-૩ થી ૧૨-૧૬ થી ૧૮-૨૫ થી ૨૮-૫૨ થી ૬૬-૭૬ થી ૮૪ કુલ-૪૧
૩ હરગોવીંદદાસના ૧૩-૧૪-૧૫
૪ નાથાભાઇના ૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪ ૭૪-૭૫
૫ છગનલાલ હણુખીના મારતરનું ૩૨
૬ શોભારામનુ ૩૪
૭ રવિવિજય આમોદ હાથ્યાવારી-૩૮-૩૯ ૪૦-૪૧-૪૨-૪૩-૪૪-૪૫
૮ જેસગ ૬૭-૬૮-૬૯-૭૦-૭૧-૭૨-૭૩
૨ નાનણીઓ-(૨૬) ૪૦૮-૪૨૮
૧ કેસરીની બનાવેલી ૪-૫ તથા ૮ થી ૨૬ સુધી કુલ ૨૧
૨ જોધતારામની ૧-૨-૩-૬-૭
૩ વધ્ધીઓ (૩૩) ૪૨૮-૪૫૨
૧ કેસરીની બનાવેલી ૧ થી ૪-૬-૭ તથા ૧૭ થી ૩૩
૨ એક શ્રાવિકની બનાવેલી ૮
૪ સજ્ઝાય (૧૭) ૪૫૨-૪૬૮
૧ કેસરીની બનાવેલી ૧ થી ૧૭
૧૨- દેવતાઓનો ઓચ્છવ ૨૦૧
૧૩- નાજા વગાડતા શીખવાની રીત-૨૪૫-૨૫૨

# प्रस्तावना.

श्री जैनदर्शनने विषे धर्म पामवाना साधन भूत चार अ नुयोग कहेला छे. १ द्रव्यानुयोग, २ चरणकरणानुयोग, ३ गणि तानुयोग अने ४ धर्मकथानुयोग. जे वडे भव्य जीवो धर्मसाधन ने विषे जोडाय, एवी कथाउनो समावेश धर्मकथानुयोगमां था य छे, कारण के सत् पुरुषोना चरित्रोमांथी घणी तरेहनुं ज्ञान संपादन थइ शके छे.

कल्पित कथाउमांथी पण प्रसंगोपात केटलुंक ज्ञान मले छे, तो ज्ञान, दर्शन, अने चारित्रने विषे रमण करनार मुनिरा जनुं चरित्र अवश्य लाभकारी होय एमा शुं नवाई?

वली महात्मा हुकमचंदजीए भव्य जनोना कल्याणने माटे अनुपम ग्रंथो रचेला छे. जेनुं रहस्य ग्रहण करवाथी वर्त्तमान कालमा भव्य जनोने अत्यत लाभ थाय छे, अने अनागत कालना लोकोने पण अत्यंत लाभकारी थइ पडशे. तो एवा महा पुरुष नु चरित्र जाणवानुं मन सर्व कोइने थया विना रहे नहीं. विगेरे केटलांक कारणोथी में ए संबंधी आ एक टूंक हकीकत लखी छे.

ए चरित्र लखवामा जे कइ किंचित् हकीकत मने मली आवी छे, अथवा मे जाणी छे ते लखी छे. परंतु म्हारावडे भूल चूकथी अथवा अज्ञानताथी वधारे उछुं लखायुं होय, ते सुज्ञ पु रुषो क्षमा करशो एवी महारी विज्ञप्ति छे.

आ विषय लखवानी प्रेरणा करनार सीनोरवाला शा. हर गोविददास वर्द्धमानदासनो हुं उपकार मानुं छुं.

संवत १९५१ ना चैत्र शुदि १२ वार शनी } शा. धर्मचंद केवलदास पारखेत.

श्री

# श्रीमन् महाराज हुकममुनिजी महाराजना चरित्रनो टूंक सार.

॥ दोहरा ॥

नमु वीर भगवानने, जस वचनामृत आज,
पान करता भव्य जन, लहे अमरपद राज १
यथास्थित ते वचननु, पान करावे कोय,
एवा मुनि आ जगतमा, विरल रत्न सम जोय. २
उपकारी अरिहंत सम, ते मुनिवर जग जाण,
समकितदायक शाश्वता, नमता प्रगटे नाण ३
हुकममुनि ज्ञानी गुरु, उपदेशक मुज तेह,
शुद्ध प्ररूपक वीर जे, वाणी गुण गण गेह ४
चरित्र तेहनु निर्मलु, कोई न पामे पार,
पण मुज मन इच्छा थई, लखुं काइ आ वार ५
छाप खरी मुज दिल विषे, तेनो कइ आभास,
देखाडु दिश मात्र हु, मन धारी उल्लास ६

गृहवास—ए महात्मानो जन्म गूजरात प्रांतना उत्तर भा गमां आवेला, महाराजा नवाब शेरखानजी साहेबनी राज्यधानी फरता सुदर कोटे रक्षित, अष्टद्वारे करी सहित, अने वेपारीजना वृंदे करी सुशोभित एवा राधनपुर नगरमा थयो हतो एमना पिता नामे लालचद, ज्ञाते वीसाश्रीमाली वाणिया, स्वव्यापारे सदा चरणवडे करी, आखा शेहेरमा प्रख्यात हता. तेमने अचरतबाई नामे भार्या अति रूप गुण करी सपन्न पतिवृता हता बन्ने दप तिनी शुभ मनोवृत्तिए करी अचरतबाईनी कुक्षिथी विक्रमादित्य

संवत्सर १८७० ना वर्षमां, पंच परमेष्टिमां जेनुं स्मरण निर्माण करेलुं छे, एवा उत्तम पुरुपनो जन्म थयो ए महा पुरुषना नाम कर्मनो शुभ उदय तुरत जणावा लाग्यो, के जेवी सुंदर आकृतिए, विशाल कपोले, अने भव्य कातिए जोनारना मन मग्न कीधा. शरीरनो पुष्ट बांधो, शोभनिक ऊंचाइ, अने स्फुट चक्षु, इत्यादि भभकदार अवयवोए करी राजकुमार सदृश दिसवा लाग्या; जेना दर्शनथी माता पिता सज्जन सहोदरादिकने घणो हर्ष थयो

माता पिताए हुकमचंदजी नाम पाड्यु. कहेवत छे के "पुत्रनां लक्षण पारणामाथी." तेज प्रमाणे केटलाक उत्तम गुणो नानपणथीज जणावा लाग्या. पाच वर्षनी उम्मरे पहोंचता पहेला बालचेष्टामा पण मनोहर वचनो वडे माता पिताने खुश करता, अने कोइ कोइ वातोमां तो तेमनी जाणवानी जिज्ञासा, तथा तर्कशक्ति विगेरे उत्कृष्ट गुणो जोइ वृद्ध माणसो पण आश्चर्य पामता, जेथी माता पितादि सर्वेना मनमा एवी आशाउए वास कर्यो के, आ बालक महापुरुष थशे

माता पिताना अपूर्व स्नेहवडे लाडन पालननु सुखसागर भोगवता पाच वर्षना थया, एटलामां संसारिक दुःखनु वादल चढयु, पिताना स्नेहनी हद आवी, तेमनो आयु संबंध पूरो थयो, जेथी पितानो काल थयो. संसारिक सुखमा सर्वोत्कृष्ट पितानु सुख ते पाच वर्षनी उम्मरमा [ छेद थयु, परंतु अचरतबाई पोते घणा धैर्यवान, स्वभावे शात, अने समजु हता, माटे न गभराता घणी होंशीआरीथी पुत्रनु पालन करवा लाग्या रमत गमतमा पण एवो परिचय रखावता के जेथी पुत्रनी बुद्धि वृद्धि पामे

अनुक्रमे वृद्धि पामता सात वर्षनी उम्मरे पंड्या पासे विद्याभ्यास करवा मूक्या. विद्याभ्यासमा पाताnी कालजी, उ

थम, स्मरणशक्ति, तर्कज्ञान, इत्यादि शक्तिवडे थोडी मुदतमा पोते समयोचित विद्या प्राप्त करी ए दरम्यान पोताना मज्ञताव डापणाथी, तथा परोपकार बुद्धिए विद्यामा मदद करवाथी सर्वे विद्यार्थिननो स्नेहनु पात्र थया, जिनयादि गुणोवडे पंम्थाना प्रशं सनीय थया, अने सेवा भक्ति तथा मीठा मीठा तथा कालां का लां वचनोवडे माताना हृदय संतोषक थया

पुत्रनी आवी तीव्रबुद्धिवडे माताने अभिनव आनंद प्र गट थयो पूर्वनु दुःख विसारे पडयुं, अने नवाज सुखनो झरो वहेवा लाग्यो.

पूर्वना पुण्यानुबंधी पुण्यना उदये बालवयथीज धर्म त रफ लक्ष दोडयु दरेक ठेकाणे धर्म संबंधी वात थती होय तो त्यां पोते निश्चल चित्तथी सांभलता, स्वधर्मी पुरुषोनी अंगीका र करेली क्रिया करवा तरफ मन थतु, जेथी पोतानी यथाशक्ति क्रिया करवा चूकता नहीं, अने बीजी बाजु दरेक संसारी बधा रिवाजमा पोतानी तीव्रबुद्धिना योगे झट माहिती मेलवता

अनुक्रमे तेर वर्षनी उम्मरे माताए पोतानी शक्ति माफक सारा आडंबरे, सारा कुलवान घरनी कन्या नामे लेरसीबाई साथे लग्न करी पाणिग्रहण कराव्यु

पोतानी पुख्त वये पोताना सदाचार, चपलता, माहीति, विनय, वाक्पटुता, समयानुसार वर्तणुक, इत्यादि सद्गुणोवडे आखा शेहेरमा प्रख्यात थया, सरकारी कामकाजमा पण उ त्तम बुद्धिवडे प्रविणता मेलवी, राज्य तरफनु मान पाम्या, एवी रीते गृहस्थावासमा एक उत्तम पुरुष गणाया

आवा समयमा पोते संसारी कामकाजमा उद्यमवंत छता चित्तवृत्ति धर्मना तत्वज्ञाननी खोजमाज रहती व्याखान सांभ लवा दररोज उपाश्रये जता, परतु यथास्थित शुद्ध प्ररूपक विना

जिनराज ज्ञापित स्याद्वाद ज्ञानमां चित्त मुकातुं. पोते घेर पण फुरसदना वखतमा जैनधर्मना ग्रंथो वांचवानो अभ्यास राखता तेमा श्री देवचंद्रजी महाराज कृत चोवीशी, आगमसार, अने नयचक्र वाचवामा आव्या, पोतानी तीक्ष्ण बुद्धिना योगे सहज साज गुरुगम थतां संपूर्ण समजाया. पछी बीजा पण यशोविजयजी उपाध्याय कृत द्रव्यगुणपरजायनो रास विगेरे घणा ग्रंथो वांचवामां आव्या तेथी दिवसे दिवसे ज्ञाननी घणीज वृद्धि थवा माडी, अने पोतानु मन द्रव्यानुयोगमां लीन थयुं. तत्व ज्ञान रूप समुद्रना मोजावडे पोतानु चित्त संसारमांथी फोलवा लाग्यु जेने जिनराज ज्ञापित स्याद्वाद मार्गनुं ज्ञान थाय, तेनुं चित्त असार संसारमा केम ठरे ? परंतु पाच समवाय कारण मळ्या विना हरेक कार्य थतु नथी, तेमज दीक्षा लेवानो अवसर थता सुधी पोते संसारमा रह्या, पण चित्त तो वैराग्यमाज परोवाएलु हतुं

गृहस्थावासमां पोताने पत्निनुं सुख उत्तम मलेलुं हतुं, रूप तथा सद्गुणानु पात्र अने पतिव्रताधर्मे परिपूर्ण हता, स्वामीना सुखे सुखी अने स्वामीना दुःखे दुःखी थता, मीठा वाक्य अने नम्रतावडे स्वामीने खुश करता. एवी रीते संसार सुख भोगवता अनुक्रमे रतनचद अने साकरचंद नामे बे पुत्र उत्पन्न थया. जे घणा बुद्धिशाली, अने सद्गुणी निवड्या हता तेमाना वडील पुत्र रतनचंदे तो दीक्षा ग्रहण करी धर्म साधन कर्यो हतो, जेना अनेक सद्गुणोवडे अमदावादमा पन्यास पद पाम्या हता. तेमनो काल थया छतां पण हालमा रतनमुनिना नामथी वखाण थाय छे. एवा सद्गुण ना भण्डार पुत्ररत्नो दिन दिन वृद्धि पामता हता.

दीक्षाग्रहण—एक दिवसना समायोगे संवत १९०३ नी सालमा कंइ व्यापारना कारणाशर वडार गाम गया; अने कणाडा

गामे पोताना मित्रने त्यां केटलाक दिवस रह्या ते वखतमां कोइ एक ग्रंथ वांचता वैराग्यरसथी भरपूर विषय वाचवामां आव्यो, पोताना चित्तने विषे तो वैराग्य वसी रहेलो हतोज, तेमां दैवयोगे विशेष वधारो थवाथी संपूर्णता थइ. वैराग्यना तरंगोए चित्तने व्याकूल कीधु आ संसार अस्थिर छे, अने सर्व दुःखनु मूल एज छे, कोइ पण प्रकारनुं सुख संसारने विषे रहेलु नथी, अने जे दुःखने सुख मानी लीधेलु छे, ते मानी लीधेलु सुख पण क्या सुधी भोगवीशु? तेनो निश्चय नथी कारण के, जे संपत्ति छे ते चंचल छे, ए संपत्ति फीटी विपत्ती पडता वार लागती नथी, कदाचित् पुण्यना जोगे संपत्ति वर्तमाने कायम रही, तो पण ए संपत्ति केटलो वखत भोगवीशु? एनो कइ नियम नथी. शा माटे के रोगादिनी उत्पत्ति अगर आयुष्यादिना पूर्ण थता सबब वडे ए संपत्ति भोगववानी एक पलमां रही जाय छे, अने दुःख आवी पडे छे, माटे ए मानी लीधेलु अनिश्चित अने क्षणिक सुख भोगववामा लुब्ध थइ, अनंतकाल सुधी भोगववानु अक्षय सुख गुमावचु, एना जेवी बीजी भूल कइ छे? आयुष्य समये समये घटतु जाय छे, काल ग्रहण करवाने बाहु पसारी रह्यो छे, तेमां संपूर्ण सुख पामवानो रस्तो कयो छे, ते जाणवा छता प्रमाद करी दुःखमा पडी रहेवुं, एना जेवी बीजी अज्ञानता कइ छे? पूर्वना पुण्योदये मनुष्य जन्मादि घणा उत्तम कारणो मलना छे, वली वीतराग भाषित स्याद्वाद शैलीरूप जैनधर्म यथा स्थित भासन थया छता मिथ्यासुखने सुख मानवु, एना जेवी बीजी मूर्खता कइ छे? हवे आ संसारमें वडागी रहेवु मने गटे नहीं, संसार छोडवामांज सुख छे, संसारमा रही धर्म साधन करवो महा दुष्कर छे आत्मानो धर्म सर्वथा प्रकारे ज्ञान, दर्शन अने चारित्रमा रमणता करवी एज छे ए धर्म आत्माने विषेज

रहेलो छे, उपाधि रूप अज्ञानता दूर जवाथी ए धर्म प्रत्यक्ष सिद्ध छे. तो द्रव्य उपाधिनो त्याग कर्या विना भाव उपाधि छूटवानी नथी, अने भाव उपाधि छूट्या विना कार्य सिद्धि नथी, तो हवे संसार छोडवाने विलंब शुं काम करवो? संसारमां रही परमार्थ सुखनो नाश शा माटे करवो? एवा अनेक द्रव्य भाव तरंगोवडे शरीरनां रुंवा ऊभां थयां, अने शरीर कंपवा लाग्युं, गृहस्थावास अग्निनी ज्वाला समान लाग्यो. चित्त छिन्निद् थयुं. एवामा कोइ देवांशी पुरुषे आवीने कह्युं के "मनमा जे धार्युं छे ते करो, एज तमने हितकारी छे." एम कहीने ते पुरुष गयो.

तेवार पछी तुरतज पोताना मित्रने बोलावीने कह्युं के "आजे मारो दिक्षा लेवानो विचार छे." आ वात सांभली ते गभरायो, कारण के अणधारेली वात, अने कोइने पूछ्या विना दीक्षाग्रहण करवानो विचार जाणी तेने आश्चर्य लाग्युं. परंतु ते घणो समजु हतो तेथी पोतानी बुद्धि प्रमाणे तेमने शांत पाडवानो उपाय योज्यो तेणे हुकमचंदजीने कह्युं के "आम एकदम वहेवा काला थइ आप संसार छोडी द्यो छो, ए योग्य नथी. शुं धर्मसाधन करवो होय तो गृहस्थावासमा नथी थतो? माटे संसारमां रही श्रावकधर्म पाळी धर्मसाधन करो, जे उभय लोके हितकारी थशे" आ वचन सांभळी, जेमने ज्ञानगर्भित वैराग्य उत्पन्न थएलो छे एवा हुकमचंदजीए कह्युं के; "जेनुं वीर्य संसार छोडी देवाने टकतुं नथी, ते श्रावकधर्म अंगीकार करे छे; परंतु सर्वथा धर्म तो चारित्रपणामाज रहेलो छे, गृहस्थावासने विषे तो धर्म घणोज अल्प छे. सरशव अने मेरुपर्वत जेटलुं अंतर श्रावक अने साधुधर्मने विषे रहेलुं छे आ संसार मने अग्निनी ज्वाला समान लागे छे, अग्निनी ज्वाला सहन करी शीतलता मानवी ए काम हवे हु एक घडीभर-पण योग्य धारतो नथी."

आवो निश्चय विचार जोइ, मित्रे फरीथी कह्युं के, "आपे घेर जइ माता तथा स्त्रीयादिकनी रजा लेइ चारित्र ग्रहण करवुं जोइए, परतु आम एकदम स्नेहनो त्याग करवो उचित नथी." वैराग्यरसमा लीन थएला हुकमचदजीए जवाव दीधो के, "स सारी कामकाजमा पण विलव करवो ए हानीकारक छे, तो चारित्रधर्म जेवा श्रेष्ट कर्तव्यमा विलव करी हानी पहोचाडवी, ए घणुं मूर्खाइ भरेलु काम छे कारण के, कल्याणिक कामने विषे घणा विघ्नो आवी पडे छे. वली चारित्रधर्म अगीकार करवामा ज्ञानना भंडार महोटा महात्माओ गौतमस्वामी, आर्द्रकुमार, सनत्कुमार, इत्यादि असंख्यात पुरुषोए पोताना कुटुबनी रजा लीधा शिवाय पोताना स्वार्थनु साधन करेलु छे, तो महारे रजा लेवा माटे शा शारु घेर जवु जोइए? वली तमे जे स्नेहनो त्याग न करवा विषे कहो छो, परतु जे स्नेह, तेज शोकनुं कारण छे, अने दु.खनु मूल छे ए स्नेहनो त्याग क रवाथीज परमसुख प्राप्त थाय छे स्नेहना बधनथी महोटा पुरुषोने पण महा दु.ख वेठवुं पडयु छे, माटे हवे हु जलदीथी चारित्रधर्म अंगीकार करीश " एम कही मित्रनी रजा लेइ चाली नीकल्या.

आ वखत हुकमचदजीना कुटुव तरफ नजर करीशु तो पोतानी मायालु वृद्ध माता भवरतवाई, सुशीलवती स्त्री लेरसी वाई, तथा गुणज्ञ बे पुत्रो नामे रतनचंद वार वर्षना अने साकर चंद सात वर्षना हता, ते सर्वनो स्नेह तजीने पोतानी ३३वर्षनी वये चारित्रधर्म अंगीकार करी पच महाव्रत उच[illegible] रनी मोहजालथी मुक्त थया

विहार–सवत १९०३ मा [illegible]
निवृत्तिथी रात्री दिवस आत्म[illegible]
करवामां काल

शोन्नावे एवी निर्दंन क्रिया घणा यत्नथी करवा माडी, जेथी ज्ञा ननी दिन प्रतिदिन वृद्धि थवा लागी.

अनुक्रमे ग्रामानुग्राम विचरता, जे तीर्थे अनंत प्राणी सिद्धि पद वस्या छे, जे तीर्थने घणा तीर्थंकरो फरश्या छे, जे तीर्थनी घणा उद्धारे करी अनेक रचनाउ थई गइछे, युगादि जिनवर तीर्थपति छे, अने जेना वखाण एके अवाजे सर्व तीर्थंकरो, गणधरो, आ चार्यो, अने साधु आदि करता आव्या छे, जे गिरीवर अनेक य थार्थ नामे सुशोभित छे, एवा शत्रुंजय गिरिए गया जेना चित्तने विषे ए तीर्थयात्राना द्रव्य न्नाव स्वरूपनो विचार रमी रहेलो छे, एवा ए मुनिए पोताना चित्तनुं स्वास्थ्य मेलववाने माटे, प्रथम चोमासु शत्रुंजय गीरीएज कर्खुं. चतुर्मास पोते पोताना ज्ञान ध्यानमां सावध रही काल निर्गमन कर्खो.

चोमासु पूरुं थया पछी काठियावाडना केटलाक शहेरो तरफ विहार कर्खो पोते छ सात वर्ष सुधी काठियावाडना लीं बडी, वढवाण, ध्रागध्रा, मोरवी विगेरे जूदा जूदा शहेरोमा चो मासा कर्खां महाराजना साधुपणाना उत्कृष्ट गुणो जोइ, सर्व कोइ प्रीतीमय थइ जता, ज्यां ज्या विहार करता त्यां त्याना लोको पोत पोताना आडंबर सहित घोडा पालखी सीगरामादि लेइने वाजिंत्रना आनंदकारी नाद थते सामैयुं लइ सामा आवता, मोटी मोटी प्रन्नावनाउ करता, अने एक चित्तथी ज्ञान सांन्नलता, स न्नाने विषे महोटा महोटा राजवंशीउ पण नम्रताथी वांदवा आवता; अने सर्व कोइ अमृतमय देशना सान्नली पोत पोताना पुण्योदय प्रमाणे लान्न मेलवता हता. पोते पण साधुपणाना दुष्कर परिसहो समतान्नावथी सहन करता, यथोचित विचर ता, पोताना ज्ञान ध्याननी वृद्धि करता हता, अने न्नव्यजनोने हितकारी, जैनदर्शननी स्याद्वाद शैलीवडे आत्म उपयोगने

करनारी देशना सज्जनोने देता हता

संवत १९११–१२ मा गूजरातना मध्य विभागमां अमदावाद विगेरे शहेरोने विषे तथा संवत १९१३–१४–१५ मां पादरा शीनोर, वेजलपूर, भरुच, सुरत विगेरे स्थलोए विहार करी घणा भव्यजनोने प्रतिबोध आप्यो.

संवत १९१५ नी सालमा विंध्याचल पर्वत उपर रही भारे तपश्चर्या करी हती ते जग्या घणीज भयकर अने त्या केवल वाघ वरू आदि प्राणीओनोज वास हतो, कोइ माणस भूले चूकेज त्या जवा पामतु, धैर्यवान माणसनुं शरीर पण मोटी मोटी वाघनी गुफाओ जोइ कपायमान थतु, हिंसक प्राणीओना शब्दोवडे तेनु हृदय छीन्न थतु, विस्तीर्ण गगनगामिन वृक्षोना संयोगोवडे सदाय अंधकार रहेतो, जेथी क्षणे क्षणे पोताना जीवितव्यनो संशय पडतो एवा भयकर वनमा महुडीना वृक्षनी छाया नीचे एक गुफामा ध्यानारुढ थई निर्भयपणे रहेता कोइ कोइ दिवस छेटेना गामे जइ एकज पात्रमा आहार पाणी करी, गुफाए जइ पोताना कर्तव्यमा स्थिर थता आवा वखतमा अलौकिक ज्ञाननो अनुभव करता आ तपना प्रभाव वडे कोइ पण वाघ वरु आदि प्राणी महाराजने तो उपद्रव करी शकतुज नही, परतु त्या जवल्ले कोइ महा धैर्यवान माणस महाराजना दर्शन करवा जतो, तो ते पण तपना अतिशयवडे निर्विघ्ने पाछो फरतो, ए वात एक आश्चर्य कारक हती. जे महुडीना वृक्ष नीचे पोते तप कर्यो हतो ते महुडीनु नाम आजे पण बावानी महुडी कहे छे हालमा ते जग्याएथी घणु खरु वन कपाइ गयु छे व्याघ्रादिकनो भय घणोज कमी थइ गयो छे, तो पण काचा हृदयना माणसथी त्या जइ शकातु नथी, एवा भयंकर वनमा रही ध्यान करवु, ए धर्मनी दृढता सूचवे छे; धर्मने

विषे पक्की दृढता विना एवे स्थले ध्यान थइ शके नहीं

संवत १९१६–१७ नी सालमा वडोदरा, मीआगाम, सीनोर, आमोद, जंबुसर, अने भरुच विगेरे शहेरोमां भव्यजनोने प्रतिबोध देइ सुरत पधार्या.

आ वखते अमदावादथी सुरत सुधीना प्रदेशमां तो जैन दर्शननी घणीज न्यूनता थएली हती, कारण के आगला जूलमी राज्याधिकारीओना जूलमो वडे लोको धर्मथी चूकी पोताना माल मिलकतोना रक्षणमां तथा पोताना भरण पोषणमांज मच्या रहेता. तेथी केटलाक माह्या पुरुषो धर्मना कारणनेज धर्म मानीने बेठेला, अने केटलाक माह्यामां गणाता अज्ञानी जनो आचारनेज धर्म मानीने बेठेला, वली केटलाक तो जैन नाम धरावतां छता पण धर्मथी तद्दन अजाण अने हीनाचारी हता तेवाओने सत्यधर्मनी श्रद्धा करावबी ए काम कंइ सहेल नहोतुं. परंतु जेना हृदयमां परोपकार बुद्धि रमी रही छे, एवा हुकममुनिजी महाराजे महा कष्ट सहन करी विहारमां ग्लानीपणुं न पामता ग्रामानुग्राम विचरी ज्ञान दान देवामां कचाश राखी नहीं. परोपकार बुद्धिना प्रभाववडे भव्यजनोने हितकारक जैनधर्मनी स्याद्वाद शैलीए करी युक्त वीतराग परमात्माना वचनोनु यथार्थ अवलोकन रूप पूर्वाचार्योनी शैलीद्वारा क्रमानुगत धर्मदेशना देइ बोधनी वृद्धि करी, जेथी घणा भव्यजनोनुं अज्ञान दूर थयुं केटलाक महानिंदनीक आचारवालाओ पण प्रशस्त आचारवाला बन्या, केटलाकने धर्मनुं यथार्थ रहस्य समजायुं

संवत १९१७ नी सालमां सुरत शहेरना संघना आग्रहथी चोमासु सुरत शहेरमांज रह्या. त्यां दररोज उपाश्रये व्याख्यानमां घणुं माणस भेगु थतुं. महाराजनी देशना सांभली भव्यजनो शांतरसथी द्रवित थइ जता, अमृतमय देशनाथी आखुं

शहेर राजी राजी थइ रह्यु भाविक श्रावकोए अनहद भक्ति कर वा माडी, दररोज प्रभावनाओ थवा लागी, एवी रीते सुरत शहे रमा जैनधर्मनी जयघोषना वागी रही, अने आनंदमय चोमा सु वीती गयु

त्याथी पाछा फरता भरुच थइ घणाक गामोमा विहार करी उपदेश रूपी दान देता आमोद पधार्या संवत १९१९थी १९२५ सुधीमा भरुच, आमोद, हणखी, जवुसर, सीनोर विगेरे शहेरो तथा घणाक गामडामा उग्रविहार करी घणोज प्रतिबोध कर्यो जेने अनेक नयनुं जाणपणु थयुं छे, द्रव्य गुण परजायने विषे जेनु चित्त रगाणु छे, प्रमाण, निक्षेपा, सप्तभगी आदि अनेक प्र कार जेना विचारमा समाया छे, एवा निश्चय व्यवहार, द्रव्य भा वना ज्ञाता, हुकुममुनिजी महाराज भव्यजनो उपर करुणाना व लावी गुर्जरभाषामा बालजीवोने समज पडे एवा सरल श ब्दो वापरी अध्यात्म ज्ञानथी भरपूर निश्चय व्यवहार रूप स्या द्वाद वाणीवडे ज्ञानना भंडार रुप ग्रथो रचता हता आ प्रवास मा पण सारा सारा ग्रथो बनाव्या हता, जेवा के ज्ञानविलास, ध्यानविलास, तत्वसारोद्धार, मिथ्यात्वविध्वसण, अध्यात्मसारो द्धार अने बोधदिनकर विगेरे

सवत १९२६ नी सालमा गोधरा, वेजलपूर तरफना जुग रमा रही तपस्या करी ए जग्या पण घणा झाडो तथा खीणोथी भरपूर छे ज्या व्याघ्रादिक शिकारी पशुओनी गर्जनावडे आखुं वन गाजी रहेतु, एवा भयकर वनमा रही, पोते आहारनो त्याग करी ध्यानारुढ थता, आवा निर्जन जंगलमा उत्कृष्ट ज्ञानानु भव करवा महाकष्ट वेदता, अने ते कष्टनेज परम सुख मानता, त्या महाराजना दर्शनना अभिलाषी पुरुषो वनवासी जनोनी स हाय्य लेइ दर्शन करवा जता, ते लोकोने व्याघ्रादिकनो भय लागतो

पण पोतानुं उपदेश रूपी दान अखंडित हतुं, लेनारनी योग्यता मुजब आपवा चूक्या नथी.

पोतानी आखी उम्मर परोपकारार्थे (उपदेश देवामा तथा ग्रंथो रचवामा) अने धर्मसाधनमा गाली उपदेश आपती व खते सर्व सभासदो तरफ पोते बरोबर लक्ष देता कोइने जे वि षय बरोबर न समजायो होय, ते विषय तेने घणी तरेहथी समजावता, अने वारवार पूछता के, तमने बरोबर समज पडी? ज्या सुधी तेना मनमा बरोबर रीत ना ठस्युं होय, त्या सुधी तेने घणा दाखला दलीलो आपी समज पाडे, घणो वखत जवा छता अने घणो परिश्रम पडता छता पण कटाळे नहीं, तेना मनमा ब रोबर ठसे त्यारेज पोताने जप वले

जैनधर्मना स्याद्वाद मार्गनी कुंची महा विषम छे, ते य थास्थित समजवुज मुश्केल छे, तो समजाववु मुश्केल होय तेमा नवाइ शी? दरेक वातमा पोतना ज्ञान प्रमाणे मथन करवा चूकता नहीं. आवी रीते खुलासा सहित समज पडवाना कार णथी घणा घणा माणसो पोताना सदेहोना खुलासा करवा प्रश्नो करता, अने तेउना संतोषकारक जवाब मलवाथी सशयो नाश पामता जैनदर्शन शिवायना बीजा अन्यदर्शनीउना पण महोटा पंडितो तथा सद्गृहस्थो वारवार महाराजना मुकामपर आवता, अने पोताना मनना सदेहो प्रमाणे प्रश्नो करता, ते लो कोने पण घणी सारी रीते तत्वज्ञाननी श्रद्धा करावता. जैन दर्शनना अनूनज्ञान साथे बीजा दर्शनोनु पण ज्ञान घणी सारी रीते होवाथी अन्यदर्शनना माणसोनी पण प्रीति घणीज मेलवी हती अन्यदर्शनीयोमाथी केटलाक तो वादविवाद करवा सारु पण आवता ए वाद विवादमा ए महात्मानुं ज्ञान, दाखला दलीलो आपवानी अपूर्व शक्ति अने स्वपक्ष मंडनता तथा परपक्ष खंडनता

नुं बल, वली स्वपक्षनुं सिद्धपणुं ते प्रतिपक्षिना मनमां उतारवानी अद्भुतशक्ति इत्यादिथी सज्जनो सानंदाश्चर्य पामता तेमा प्रथम तेणे अंगीकार करेला धर्मनु तेज धर्मना प्रमाणो वडे विरुद्धता दर्शावी खंडन करता, अने पछी जैनधर्मना तत्वज्ञाननी श्रद्धा कराव्रता जे प्रतिवादीउ निष्कपटपणे कबूल करता.

स्थिरवास–पोतानी ६७ वर्षनी उम्मर थतां सुधीमां मोटी तपस्याउ करी, तथा उग्रविहार कर्यो, परंतु त्यार पछी जंघाबल घणुज क्षीण थयुं, तथी घणा श्रमथी श्रमीत थएला, घणा उपसर्गो सहन करेला, एवा मुनिने अपवादे स्थिरवास सेववो पड्यो

सवत १९३७ थी सुरतमा गोपीपराने उपाश्रयेज रह्या आ वखते जंघाबल क्षीण थयु हतुं खरुं, परंतु तेमना मुख क मननी काति अने उपदेशदान क्षीण थया नहोता. हम्मेश व्याख्यान बे वखत वाचता, परंतु आखो दिवस अने रात्रिना दश वागता सुधी ज्ञानचर्चा चाल्या करती. देश परदेशना सं ख्याबंध लोको स्वधर्मी तथा परधर्मीउ महाराजनी पासे उपदेश दान लेवा आवता, तेमने पोते उदारचित्तथी धर्मलाभ देता. "धर्मलाभ" शब्द मोढे कहीनेज बंध रहेता एम नहीं, परंतु ए शब्दना तात्पर्यार्थ प्रमाणे धर्मनो लाभ तेने उपदेशद्वारा थयो के नहीं, तेनी वारीकीथी तपास करता अने पोताथी बनता प्रयत्ने ते लाभ खरेखर करवा चूकता नहीं.

केटलाएक परदेशी महाराजना आश्रित श्रावको महा राजनी समीपे महाराजना मुखथी उपदेश साभलता, अने पोते घेर जता, त्या गुरुनी जोगवाइ न होवाथी पूर्वाचार्यो कृत ग्रंथो वाचता; तेमा जे जे स्थळे समज न पडे; तेवा वाक्योनुं लिष्ट उतारी मूकता, अने फुरसदना वखते महाराजना समीपे दश पंदर दिवस रही तेना बराबर खुलासा मेलवता. एवा पर

दशी लोकोने महाराज वधारे विवेचन साथे समजावता, अने ते लोकोनी बरदाश सुरत शहेरना नाविक गृहस्थो घणी सारी रीते करता

धनवान अने निर्धन सर्वने समानभावथी जोता, अने उपदेश पण समानताथीज करता, कोइनो पक्षपात अथवा विषमभाव नहोतो व्याख्यान वखते दररोज सारी रीते माणसो भेगा थता, परंतु पर्व तीथीओए तो घणीज सभा भराती, जेथी महाराजना आगल अक्षतना साथीआ उपर श्रीफल, फोफल अने वदामोनो पार रहेतो नहीं वली वदाम, पतासा विगेरेनी परभावनाओ पण वारवार थती, ते जोइने अन्यदर्शनीओ पण चकीत थता।

व्याख्यानमा वेसनार सभासदोनो विनय, सभ्यता अने वेसवानी रीतीओ, घणीज वखाणवा लायक हती. केटलाक श्रावको तो उत्तम श्रोता पुरुषोना लक्षणे सयुक्त हता

महाराजनी वृद्धावस्थामा पण पोते उपवासादि तपो करता ज्ञानीना तपनी रीतीओ पण विचित्र होय छे, कोई वखतना तपनो नियम पण रहेतो नहीं, पाच, दश, अगर पंदर दिवस ज्यारे नजरमा आवे त्यारे आहार लेता तपना वखतमां कोइ दिवस ग्लानीपणु जणातु नहोतु, हम्मेशनी माफक उपदेश दाम देता

माणस मात्रने पोताना कर्मोदय प्रमाणे रोगनो भय रहेलो छे, ते प्रमाणे एमनी उपर घणीवार रोगोए हुमलो करेलो, परतु कोइ दिवस कोइ पण रोगनुं औषध पोते कराव्युं नथी. घणी वखत श्रावको औषधोपचार करवानी प्रार्थनाओ करे, परतु पोते एवो जवाब आपता के " ए वेदनी कर्मनो उदय छे, महारुं पूर्वकृत कर्म महारेज भोगववु पडशे,, भोगव्या विना

छूटवानुं नथी, एनी स्थिति पूरी थशे त्यारे औषधोपचार नहीं करी ए तो पण एनी मेलेज ए रोग नाश पामशे. माटे औषध करवा नी कंइ जरूर नथी." ए प्रमाणे घणीज रीते समजावी कोई दिवसे औषधोपचार कर्यो नथी, अने थएला रोगो राग द्वेष रहित पणे प्रत्यक्ष भोगवता हता एवी दृढता बीजे स्थले भाग्येज जोवामां आवशे.

एमनुं ज्ञान तथा उत्कृष्ट प्रवर्तन जोई केटलाक जण क हेता के आपनुं ज्ञान अगाध छे अने प्रवर्त्तन घणुंज दुष्कर छे. तेओने पोते जवाब देता के "महाराभा ज्ञान छेक अल्प छे, अने वीतराग परमात्माना भाषेला सिद्धांतो प्रमाणे विचारतां महा रा प्रवर्तनमा प्रत्यक्ष घणा दूषणो जणाय छे, जे कोई मुनिराज दूषण रहित वर्ते छे तेमने धन्य छे" इत्यादि स्वगुणनी लघुत्ता प्रसंगोपात पोते देखाड्या विना रहाज नथी.

महाराजनी पासे दीक्षा लेवानो विचार कोई सखस ज णावे, तो ते पुरुष शास्त्रोक्त रीते दीक्षाने योग्य छे के नहीं? तेनी बारीक रीते तपास करे, बाह्यगुणे योग्य जणाय, तो पण तुरत तेने दीक्षा आपे नहीं. घणो वखत पोतानी पासे राखी, सुवर्ण परिक्षानी पेठे क्रिया रूप तापे तपावे, तेमांथी तेना परिणाम न टके तो दीक्षा आपे नहीं, परतु महारे शिष्य रूप सपदा थशे एवो विचार मनमां लावता नहीं. कारण के शास्त्रमा वैराग्यना घणा भेद कहेला छे, ते माहेला दुःखगर्भितादि अज्ञानदशानो वैरा ग्य घणो काल टकतो नथी, अने अते चारित्रथी भ्रष्ट थाय छे; तेथी आत्मगुणनी हानी अने परदर्शनमां पण हासी थवानो संभव रहेछे.

इत्यादि महाराज श्रीना गुण गणनु वर्णन कोइथी पण थइ शके नहीं. परोपकारार्थे उपदेश देवामा निडर पणे कोईनी पण स्पृहा राखी सत्य वात छूपावे नहीं, निस्पृहि, शूरवीर, भ

कंचनी इत्यादि सद्गुणो तो वारवार दीपी आवता. अध्यात्म विपयनुं ज्ञान महा अद्भूत हतु, अने अनुभव युक्त सनवतुं हतु.

घणा खरा वचनो महाराज सहजभावथी वोलेला, ते वचनो वचनसिद्धि मुजब साचाज पडेला, अने तेनो लाभ केटलाक रोगी माणसोए लीवेलो छे, जे माणसो रोगमा बहुज दुखी हता, ते महाराजना वचन लाभथी निरोगी थइ घेर गएला, परंतु एवा वचन क्वचितज नीकलता इत्यादि महाराजनु यशनामकर्म उत्कृष्ट मालम पडतुं हतु

शरीरनो मजबूत बांधो, साधारण मध्यम कदनुं उंचपण, सुवर्णने मलतो शरीरनो वर्ण, पहोलु कपाल, अने विस्तीर्ण चक्षु इत्यादि सुंदर देखाव वडेज पुण्यशाली पुरुष छे एम कल्पना थती हती शत्रुभाव राखवानी इच्छावाला पुरुषने पण सामुं जोता शत्रुभाव वीसरी जतो, एवी महाराजनी तेजोमय आकृति हती.

कोइ कोइ वखते महाराजश्रीनी समीपे वहु चमत्कारी वनावो वनता के जे वनावो देव सहाय्यमां होय तोज वनी शके एवा हता वली केटलाक जणनु केहेवुं पण एमज छे के, महाराजनी सहाय्यमा केटलाक देवो हता

श्री हुकुममुनि महाराज कृत ग्रंथो—पोते सूत्र सिद्धातमाथी तत्वदोहन करी वालजीवोने समज पडे तेवी सरल भाषामा ज्ञानना भंडाररूप घणा ग्रंथो रचेला छे जेने विषे स्याद्वाद शैलीथी निश्चय व्यवहारद्वारा जैनसिद्धांतोनुं रहस्य दर्शाव्युं छे, अने अध्यात्मज्ञानथी हद वाली छे. तेमाथी केटलाक ग्रंथोनु नाम तथा ते विषे टूक हकीकत नीचे प्रमाणे छे.

(१) सम्यक्तसारोद्धार—एना सा-
रनी वलिष्टता देखाडी छे (२) द्वारमा
निन्हवनुं स्वरूप, जीवनी

छे, (३) द्वारमां समकितना अनेक भेद सरलताथी देखाड्या छे. तथा समकितना लिंग, विनय, शुद्धि, लक्षण, जतना, आगार, भावना, स्थानक, रुचि विगेरे घणो उपदेश आवेलो छे (४) द्वारमां देवतत्वनी ओळखाण, प्रतिमा तथा पूजाविधि, दश त्रिक, अभिगम, आशातना, देव वांदवानी विधि विगेरे घणी वात छे. (५) द्वारमां गुरुतत्वनी ओळखाण, तेमां गुरुना गुण, तथा आचार विगेरे अनेक विचारथी भरपूर छे. (६) द्वारमां धर्मतत्वनी ओळखाण तेमां जीव तथा अजीवना भेद तथा तीर्थयात्रा विगेरे अनेक वार्ता बतावी छे. (७) द्वारमा ए तत्वनी सद्दहणानु फल तथा आर्त रौद्र विगेरे ध्याननुं स्वरूप बताव्युं छे, अने वैराग्यनुं स्वरूप पण कह्युं छे. ए विगेरे अनेक बाबतोथी भरपूर ए ग्रंथ छे. ए ग्रंथनी श्लोक संख्या सुमारे ३५०० छे.

(२) ज्ञानविलास—ए ग्रंथ पद्यबंध छे एने विषे षट्द्रव्यनी वार्ता तथा दरेक द्रव्यने नय, निक्षेपा, पक्ष, प्रमाण, कारक, सप्तभंगी, चौभंगी विगेरे लागु करी विस्तारे स्वरूप बताव्यु छे. तथा षटदर्शननी चर्चा विगेरे अनेक रीते करीने द्रव्यनुं स्वरूप ओळखाव्युं छे, एने विषे भव्य, अभव्य, भव्याभव्यनुं स्वरूप तथा नयना भेद सारी रीते देखाड्या छे. श्लोक संख्या सुमारे २००० छे.

(३) तत्वसारोद्धार—ए ग्रंथने विषे तत्वना घणा भेद देखाड्या छे, तेना रूपी, अरूपी, विभाग कर्या छे अजीव तत्वमां ए तत्वना ५६० भेद विगेरे बाबतो छे आश्रवतत्व तेमा मिथ्यात्वना भेद, तथा अव्रतना भेद, २५ कषायनुं स्वरूप, ५७ भेदे आश्रवनुं स्वरूप विगेर घणी सारी रीते बताव्युं छे पुण्य तथा पापतत्वमां १२० प्रकृति, तथा २० स्थानकनी वात विगेरे घणु स्वरूप छे. बंधतत्वने विषे पण घणी हकीकत छे जीवतत्वमा तेना अनेक भेद तेने उपजवाना ठेकाणा, आउखुं विगेरे घणी

बावतोनो समावेश छे. सवरतत्वना जूदा जूदा बोल विगत साथे जणाव्या छे. सयमना भेद तथा बार भावनानु घणी लंबाणथी समजावी छे, जे घणीज असरकारक छे निर्जरा तत्वमा बाह्य तथा अभ्यतर तप विगतवार बताव्या छे, तथा घणा प्रकारना तपनी रीती बतावी छे मोक्षतत्वने विषे घणी चर्चा छे एवी रीते घणीज बावतोथी भरपूर ए ग्रंथ छे.श्लोक संख्या सुमारे ३७०० छे

(४) ज्ञानभूषण–ए ग्रंथ पोतानुज रचेलु २१ गाथानुं ज्ञाननुं स्तवन तेनी टीका करीने बनाव्यो छे जेने विषे ज्ञानना अनेक तरंगोनो समावेश कर्यो छे एना विभाग तथा वर्णन थइ शके एम नथी ए ग्रथनी श्लोक सख्या सुमारे ५००० नी छे

(५) हुकमविलास–ए ग्रथ पद्यबंध छे जेने विषे (१) अध्यात्मचोवीशी, (२) ज्ञानविचारसार ग्रंथ, (३) पच कल्याणकनी पूजा, (४) मृगापुत्रनी सज्झाय, तथा घणाक चैत्यवंदनो, स्तवनो, थोयो, गुहलीओ, लावणीओ, पद, फाग, होलीओ, रागना पदो, विगेरे रसीक अने अध्यात्मज्ञानी छे ए ग्रथ घणोज ज्ञानमय छे, अने ते स्पष्ट मालुम पडे छे के ए ग्रथ मध्येनु एक ज्ञाननु स्तवन जे २१ ज गाथानु छे, ते उपर टीका करी ५००० श्लोक सख्यानो ग्रथ बनाव्यो छे एवा गूढ भावार्थो ए ग्रथने विषे रहेला छे, ए पद्यबध ग्रथनी श्लोक संख्या सुमारे १७०० छे

(६) आत्मचिंतामणी–शुद्ध अने अशुद्ध स्वरूपनी ओळखाण करावीने शुद्धने ग्रहण करवानो उपदेश छे. तथा नयना बावन भेद विगेरे घणी हकीकत बतावी छे. श्लोक सख्या सुमारे १३०० छे

(७) प्रकृतिप्रकाश–ए ग्रथने विषे परिणतीनो विचार घणो छे. राग द्वेषथीज कर्म बधाय छे, विगेरे घणी अद्भूत बावतो छे श्लोक संख्या सुमारे १००० छे.

(७) पदसंग्रह—ए ग्रंथ पद्यबंध छे. एमां विविध पद तथा गहुंलीओ विगेरे छे. श्लोक संख्या सुमारे ८०० छे.

(९) ध्यानविलास—एने विषे आर्त रौद्रादिक चार ध्याननुं स्वरूप, पदस्थ प्रमुख बीजां चार ध्यान अने चार भावना विगेरे घणी विगतथी समजाव्युं छे

(१०) मिथ्यात्वविध्वंसण—द्रव्य भाव निश्चय व्यवहारथी तथा नास्तिकना विवादमां जीवनुं स्थापन कर्युं छे. जीवना आठ स्वभाव, नयना २८ भेद, विगेर घणी सारी रीते दर्शाव्युं छे.

(११) अभाव प्रकरण-चार अभावनुं स्वरूप विगेरे दर्शाव्युं छे.

(१२) अनुभवप्रकाश—एमां शुद्ध स्वभाव बताव्यो छे.

(१३) अध्यात्मसारोद्धार—निश्चय नय रीते आत्म स्वरूप पामवानो बोध कर्यो छे

(१४) बोधदिनकर—एमां सप्तभंगीनुं स्वरूप, तथा यशो विजयजी महाराज कृत अध्यात्मसार ग्रंथ मध्येना योगाधिकार माथी ४२ श्लोकनी टीका विगेर छे.

(१५) चिदानंदबत्रीशी—एमां चेतनने अनेक रीते शिखा मण दीधी छे, ते विविध रागनां पद ३२ मां छे.

(१६) रागमाला—जूदा जूदा रागमां गवातां ४७ पद छे. एमां देवचंद्रजी कृत नयचक्र जे जैनधर्मनुं स्याद्वाद रहस्य समजवानी एक कुंची रूप छे. तेमांना द्रव्यानुयोगनी घणी खरी व्याख्या ए पदोमा करेली छे

(१७) सिद्धनी पंदरढाल—सिद्धना पंदर भेद विगतथी बता वी स्त्री मोक्षे जवा संबंधी चर्चा करी छे.

(१८) मित्रपरिक्षा—एमां सिद्ध परमात्मा तथा शुद्ध उपयो गनी मित्रता बतावी छे. ते विगेरे बीजो पण उपदेश छे.

(१९) सिद्धांतसारोद्धार—निश्चय तथा व्यवहारनुं स्वरूप

जणावी निश्चयनी मुख्यता करी छे

(२०) मनोरथभावना–श्रावक त्रण मनोरथ धारे ते विग तवार जणाव्युं छे.

(२१) वास्तुकपूजा–एमा वास्तुकना भेद, ब्राह्मणादिकनी क्रियानो त्याग, जिनराजनी पूजा विगेरे छे

(२२) अध्यात्मबत्रुवी–बत्रु गाथाए करी अध्यात्म उपदेश छे

(२३) अमरतेज मुनिनी सज्झाय, एमा कर्मनी विचित्र गति जणावी छे

(२४) सतस्वरूप पंचाशी–पचाशी गाथाए करी, द्रव्या नुयोगनो तथा परचुरण उपदेश करेलो छे

उपर लखेला ग्रंथो भाविक श्रावकोना उदार आश्रय तले छपाइने तैयार थएला छे जे वाचवाथी भव्य जनोने अतुल्य लाभ थाय छे अने थशे इत्यादि घणा ग्रंथो बनावी भव्य जनोने उप कार कर्यो छे

आज तेमनुं उपदेशदाता प्रसन्न वदन क्याय गयुं छे? ते जणातु नथी, परतु ग्रंथो रूपी वदन भव्य जनोने निरतर उपदेश दान दे छे तेमज हमणा तेमनी वर्तमान भाषा लय पामी छे, परंतु अतित भाषा भव्य जनोनी वर्तमान भाषाने प्रवर्तावे छे

स्वर्गवास–सवत १९४८ ना आसो महिनामा पोते उप वासनो आरंभ कर्यो, केटलाक उपवास थता मोढामा मुखपाक थयो, परतु पोते पारणु कर्यु नहीं ... दरद व

धवा माडयुं, श्रावक लोकोए औ ... घणा

आग्रहथी कह्यु, परतु पोते ... गला

वजलनुं पोतुं पण मूकवा

ना कारतक वदि १ सुधी

पण बध थयु, पोते केटला

गल कहेलुं नहोतु, परंतु मरण पर्यंत पारणुं कर्युं नहीं.

आ मंदवाडना वखतमा पोते कोइनी पासे पग अगर माथुं सरखुं पण दबाववा देता नहीं. ज्यारथी पोते उपवास चालु कर्या त्यारथी उपदेश एकज वखत देता, अने बाकीनो वखत पोताना ज्ञान ध्यानमां गालता, ज्यारथी मुखपाकनुं दरद वध्युं, त्यारथी उपदेश देवो तदन बंध कर्यो. परंतु दरदनु दु ख थाय छे के नहीं, ते कोइ जाणवा पामता नहीं. कारण के पोते हम्मेश मुजब वात चित करता, तेमज कोई दिवस ऊंहकारो सरखो पण करता नहीं तात्पर्य ए के पोते वेदनीकर्ममा लेपाता नहीं.

बोलवु बंध थया पछी म्हारी उपर एकपत्र मि० ताराचंद हेमचंदनो लखेलो आव्यो महाराजना मंदवाडनी खबरथी हुं तथा बीजा चार पाच धर्मस्नेहीउ अमे तुरत गया. त्यां जइ महाराजने वंदन करी एम सर्वे बेठा. बोलवुं बंध थएलुं, अने अंतकाल नजीक छे, एवा चिन्ह जणायाथी अमे सर्वे घणा दि लगीर थया. महाराज संबंधि खबर पूछवाथी जणायुं के आसो महिनाथी महाराजे उपवासनो आरंभ कीधो छे, अने ते हजु पण चालु छे, केटलाकनुं कहेवुं एम पण हतुं के महाराजे अण सण कर्यु छे, पछी तत्व तो केवलीगम्य, परंतु मरण पर्यंत पारणुं कर्युं नहीं, ए वात तो नक्कीज छे.

अमे गया पछी एक जणे मुखनी शीतलताने माटे साक रनुं पाणी मुखमा रेडवानो विचार कर्यो, परतु ते वात पोताना जाणवामा आव्याथी इशारत करी ना कही इत्यादि पोतानुं शारीरिक तथा मानसिक ज्ञान अंत सुधी जेवुने तेवुंज अखंडित रह्यु हतुं, कारतक वदि १० सोमनी रातना ए वागतां श्वासनो उपाड विशेप जणावा लाग्यो, अने अंतकालना चिन्होए संपूर्ण देखाव दीधो, आ वखते उपाश्रयमा घणा माणसो भेगा थया

हता, श्री मोतीमुनिए पण पोतानुं कर्तव्य समजी यथाशक्ति ज्ञानोपदेश कर्यो, त्यार पछी १० वागतां श्री श्री हुकममुनिजी महाराजना ज्ञानी आत्माए, ७ए वर्षनी वये ३३ वर्ष गृहस्थावासना सुख जोगवी, ४६ वर्ष दीक्षापर्याय पाळी, आ वृद्ध देहनो त्याग कर्यो

आ त्रासदायक समाचार वायु वेगे आखा शेहेरमां प्रसर्यो, श्रोताजनोना हृदय थरथरवा लाग्या, अतःकरण छिन्नित्र थयां, खबर साजलता वारने सर्व उपाश्रय तरफ दोड्या, केटलाके का जने छर्शनो देवा माड्यो, अरे उष्ट काल! तें आ शुं कर्युं! अमारा प्राणनो आधार, जव्यजनोना सुखनो दातार, धर्मनो धोरी स्तंभ, स्याद्वाद शैलीनो जाण, शुद्ध प्ररूपक, नीमरवीर तें क्या गुम कर्यो! बीजो बोल्यो, रे! आपणने पुत्र समान गणी धर्मदेशना दे, वारवार पूछवाथी पण न कंटाळे, घणो श्रम थवा छतां पण देशनामां न थाके, एवा वीर पुरुषनु वीरतत्व क्षणमा क्यां गयुं? परदेशीउमाथी केटलाक बोल्या के, आपणे ज्ञानोपदेश साज्ञळवा हरसाल सुरत आवता, केटलाक दिवस रही मनमा उत्पन्न थएला प्रश्नोनो खुलासो मेळवी, यथायोग्य धर्मोपदेश साज्ञळी शात चित्ते घेर जता; एवी रीतनो खुलासो हवे बीजेथी केम मळशे? एवी रीते घणा जनोना घणीज दिलगीरी उत्पन्न करे एवा अगणित पोकारो चारे दिशाथी थवा मांड्या

आ वखते घोर अधारी रात्रि काळ जेवी जयंकर लागती हती सूर्य, चडे पण आ मर्मछिद् बनाव जोवो न पडे, एम धारी अन्य स्थळे वास कर्यो होय, एम जणातुं हतु सर्व कोइने उंघवानो वखत हतो, परतु महाराजना वियोग रूप शोके आकूल व्याकूल कीधा, जेथी सर्वे जणे उंघनो तिरस्कार कर्यो आखा सुरत शेहेरमा का जैनधर्मीउ के का अन्यदर्शनीउ सर्वे कोइ महारा

जना स्वर्गवासना शोकथी लीन थया, परंतु कोई प्रकारनी रड
कूट इया ऊंचे स्वरे रुदन संनलातुं नहीं. शोके अहित हृदय द्धवीत
थइ शांत रीते चक्षु गलता.

एज समयने विषे केटलाक सुज्ञजनोना चित्त गुरुनक्तिने
विषे तत्पर थया, सारा हुंशिआर घणा सूतारने बोलावी, सारां
सुगंधीदार काष्टना पाटीया लावी, सिंहासन रूपे शिबिका तै
यार करावबा मांडी; कापडीआनी डुकानेथी घणां मूल्यवान
खरा जरीना कापड खरीद करी, चतुर दरजीउने बोलावी, शि
बिकानी माफक शीववानुं काम शरु कराव्युं; सोनानां तथा
रूपानां फूल तैयार करवा सोनीने सूचना करी, विगेरे पोत पो
ताने अनुकूल कार्य करवा मंमी पड्या. केटलाक जणे ए महा
त्माना पवित्र देहने पवित्र जले स्नान करावी, केशर, चंदन, बरा
स, अत्तर, कस्तूरी विगेरे सुगंधीदार द्रव्ये करी लेप कर्यो; पछी
कास्मिरी शालजोटादि मूल्यवान वस्त्रोवडे शरीरनी विभूषा करी.

बुधवारे बपोरना ११ वागतां तैयार करेली अत्युत्तम, खरा
जरीना कपडे लपेट करेली, विद्युत् माफक चलकती, कलशोए
करी संपूर्ण शोन्ननीक, अने बेसवानी गादीए करी सहित, शि
बिकाने विषे महाराजने पधराव्या. ते जगोए महाराजना स
द् गुणोए करी आकर्षित थएलां छे चित्त जेनां, तेवा हजारो
माणसोनी न्नारे ठठ, शेठ, शाहुकार, ब्राह्मण, क्षत्री, कारीगर,
अने राज्याधिकारीउ विगेरे अढारे वर्णना लोकोनी मली हती.
एवी रीते आ शोकस्वारी बजार मध्ये नीकली. उपाश्रयथी ते
शेहेर बहार जतां सुधी बन्ने बाजुए माणसो अखंड हारबंध ऊ
नेलां मालम पडतां हतां. तेउ अक्षत पुष्पादि वडे वधावतां,
प्रणाम करतां, शोक जणावतां हतां. न्नाविक श्रावकोनां पग
वेलां सोना रूपानां फूलो तथा

नाणा वडे तो वधाववानुं चालुज हतुं अने पैसा वदामोनो तो सुमारज नहोतो. पछवाडे केटलांक गाडां अनाजना भरेलां,अने केटलाक गाडा चणा, ममराना तथा लाडु बरफीवाला हता ए सर्वे दीन दुःखी लोकोने छूटथी दान देता हतां केटलाक जण गाडामा भरेली चादरो विगेरे वस्त्रो दुःखी लोकोने आपता हता. अने केटलाक गाडामा घास भरेली ते ढोरोने नाखवामा केटला क जण रोकाएला हता. एवी रीते दान देती आ शोकस्वारी ब जारमा चाली शिबिका उपाडनार बवे मगलां पण स्कंधे लेवा पामता नहीं, कारण के गुरुभक्तिने विषे सर्वे कोइना चित्त हता.

शिबिकामा बिराजमान थएला महात्मानी तेजोमयमूर्ति जाणे मौन धारण करी स्वआत्म अनुभव करता परने पण सू चना करती होय ! के मौन धारण करी आत्म अनुभव वडेज सर्वथा सिद्धि छे, एवा उपदेशे करी सहित दीसवा लागी अनु क्रमे जय जय नंदा, जय जय भद्दाना शब्दे करी आकाश गाजी रह्युं. अन्यदर्शनीछ पण आ भक्तिभाव जोइ सानदाश्चर्य पाम्या आ वरघोडा रूपे शोकस्वारी पूरवासी जनोने आनंद तथा शो कमा गरक करती, शेहेर बहार विसामा स्थले आवी विश्राम कर्यो आ विश्राम स्थले कोइ पण साधु इआ बीजा कोइनी पण शिबिकाना लपेट कपडाने घणा लोको मली चूरे चूरा करी ह रण कर्या विना रह्या नथी, परतु केटलाक घणा दाबवाला श्रा वकोनी लावण्य तथा शरमवडे कोइ पण उचो हाथ करी शक्या नहीं जेथी ते घणा मूल्यवान जरकसीना कपडानु उपजेलु द्रव्य पाजरापोलमा परोपकारार्थे अपायु अनुक्रमे अश्वनिकुमार गया, ज्यां चंदनादि सुवासित काष्टनी चय तैयार करी मूकेली हती, त्या जइ अग्निसस्कार कर्यो, अहिया सर्व जणने शोकनी सीमा रही नहीं पछी गलते लोचने सर्वे जण पोत पोताने घेर

गया. आ मांग समाचार देशांतरमा फेलातां घणां गाम तथा शेहेरो तरफथी अफशोशना तार तथा दिलासापत्रो आव्या. ज्यां ज्यां खबर थइ त्यां त्यां दिलगीरीनी सीमा रही नहीं.

आवी रीते सर्वत्र शोक फेलायो, अने मरण क्रिया पगाडी शेहेरना भाविक श्रावकोए घणोज खर्च उदार दिलथी कर्यो, एनुं कारण एके ए महात्माना सद्गुणे अने परोपकारी प्रेमे सर्व सज्जनोना अंतःकरणने विषे उंडां ऊतरी वास कर्यो हतो बीजुं कांइ नहोतुं. ए निःस्वार्थ प्रेम अद्यापि पण लोकोना अंतःकरणने विषेथी खसवा पाम्यो नथी, अने खसशे पण नहींज, एम हुं धारुं छुं.

आ संसारनो संबंध एवोज छे के, जे जन्म्युं ते आयुष्य पूरुं करी मरवानुंज छे; कोइ थोडा वरस जीवशे, अने कोइ घणां वरस जीवशे, परंतु आ संसारमां कोइ अमर रह्या नथी, अने रहेशे पण नहींज, तो गइ वस्तुनो शोक शा माटे करवो? परंतु जेणे घणां संकट वेठी तत्वज्ञान पामी, घणा जणने बोध करेलो, अने हम्मेश भव्यजनोने धर्मने विषे स्थिर करवानो उद्यम जारीज हतो वली सुजनपणे बोध पामे, तत्वज्ञान जाणे, ज्ञानमां स्थिर थाय, तेवा उपर जणावेला ग्रंथो ए महात्माए रची आपणा उपर अनहद उपकार करेलो छे; एवुं एक उमदा उपदेशक रत्न गुम थाय, ए कंइ थोडुं शोक जनक नथी

ग्रंथो रचवा, उपदेश देवा, बीजाओने धर्ममां जोडवा, ए प्रयत्न कंई शहेल नथी; संपूर्ण दयाभाव विना ए कार्य बनतुं नथी. दया ए प्रेमनो सर्वोत्कृष्ट भेद छे, निःस्वार्थ प्रेम एज दया छे; पोताना स्वार्थनो भोग आपी, परने सुख करवुं, ए दयाथीज थाय छे. प्रभुताना सर्वोत्कृष्ट गुणोमां दया मुख्य छे. वीर प्रभुमां ए दयानो अंश न होत तो आपणने ज्ञान कोण आपत? आपणे

शुं करत ? अने आपणुं शुं थात ? ए कही शकातुं नथी आपणे जे पंच परमेष्टिने सर्वोत्कृष्ट गणी वारंवार नमस्कार करीए छीए, खरा प्रेमथी पूजीए छीए, ए बधुं माहात्म्य दया सहित प्रभुता नुंज छे. कारण के आपणे तेमने उपदेशक तरीके दयानिधि जाणीनेज पूजीए छीए आपणी उपर तेमणे उपदेशक तरीके दया न बतावी होत तो हाल आपणे तेमने शा कारणथी पूजत ? को इने उपदेश आपीने धर्ममा जोडवो, ए गुण महा उत्कृष्ट छे श्री यशोविजयजी महाराजे धर्मज्ञना पाच आशय देखाड्या छे, तेमा पण विनियोग गुण मुख्य कह्यो छे, अने ए गुण विना धर्मनी परंपरा न थाय एम बताव्युं छे सीमधर जिनना ३५० गाथाना स्तवन मध्ये दशमी ढालनी अगीयारमी गाथामा कह्युं छे के,

" विण विनियोग न संभवे रे, परने धर्म योग रे,
तेह विना जन्मातरे रे, नहि संतति सयोग रे प्र० मु० ११ "

माटे बीजाने धर्म पमाडवो ए गुण सर्वोत्कृष्ट छे.

एवा उत्कृष्ट गुणवाला पचम पद प्रभुताना अधिकारी महात्मानी पडेली खोट केम विसरे ? परंतु गई वस्तुनो शोक करवो मूकी दइ, तेना तत्वज्ञाननो खप करशे, ते सुखी थशे.

ए महात्माना स्वर्गवास थया पछी थोडी मुदते एज उपाश्रयने विषे एक आरस पाहाणनी देहेरी चणावी महाराज श्रीना पगला पधराव्यां छे. तेनो खरच श्री अमदावाद वाला शाह हठीसंघ रायचदभाइए आप्यो छे. जेथी श्रद्धावंत श्रावक श्राविकाओने गुरुभक्ति तथा स्मरणनो लाभ थशे. तथास्तु !

## ॥ दोहरा ॥

सागरमांथी बिंदु जेम, चरित्रमांहथी तेम;
अल्पबुद्धिथी में लखी; अल्प वात धरी प्रेम. १
लख्युं घणुंखरुं जोइने, दृष्टीए साक्षात्;
वली वृद्धमुखथी सुणी, यथास्थित जे वात. २
[1]प्रत्यक्षज्ञानी विण नहीं, जाणे मननी वात;
तेह अनुमाने लखी, विवेकथी मुज भ्रात. ३
सत्यज लखवा आ विषे, राख्यो छे में स्नेह;
तेम छता रहे दोष मम, मिथ्यादुःष्कृत तेह. ४
केवलि भाषित ज्ञान विण, सर्वांगे नहीं शुद्ध,
तो मुज दूषण सर्वथा, माफ करो जन बुद्ध. ५
हरगोविंदनी प्रेरणा, धर्मचंद चित जेह;
पारखेत माहे रही, लख्युं चित्त धरी नेह. ६
संवत ओगणी शत वली, एकावननी साल,
चैतर शुद द्वादश शनी, पूर्ण कर्युं धरि व्हाल. ७

१ केवलज्ञानी

॥श्री सद्गुरुभ्योनमः॥
॥શ્રી સદ્ગુરુભ્યોનમઃ॥

# श्री

श्री

॥१॥ ॐ नमः सिद्धं ॥ अ-
॥ ૧ ॥ ૐ નમઃ સિદ્ધં ॥ અ

आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ
આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ ઓ

ओ औ अं अः ॥ क ख ग घ
ઓ ઔ ઔ અં અઃ ॥ ક ખ ગ ઘ

ङ ॥ च छ ज झ ञ ॥ ट ठ ड ढ ण
ઙ ॥ ચ છ જ ઝ ઞ ॥ ટ ઠ ડ ઢ ણ

त थ द ध न ॥ प फ ब भ म ॥
ત થ દ ધ ન ॥ પ ફ બ ભ મ ॥

